

જો તમારે વેપાર અથવા તાજા લાભનો ફાયદો
જોઇએ તો આ પુસ્તકખરીદો અને તેનો લાભલો

# માસીક પોકેટ એડવરટાઇઝીંગ બુક

## અંક ૧ લો.



જાહેરખબર, પંચાંગ અને ઉપયોગી
બીનાઓનો ગુટકો.

બનાવનાર


**મેસર્સ ઓઝાની કુંપની**

કાલબાદેવીરોડ મુંબઇ.




એજન્ટો જોઇએ છીએ.




શાન્તિસુધાકર પ્રેસ - મુંબઇ.




# સને ૧૯૦૧.

## નવેમ્બર.

| ર. | સો. | મં. | બુ. | ગુ. | શુ. | શ. |
|---|---|---|---|---|---|---|
| ... | ... | ... | ... | ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ... |

# માસીક પોકેટ એડવરટાઇઝીંગ બુક.



## કર્ત્તાનો સાહસ અને ધારેલું પરીણામ.



આ પુસ્તક કાઢવામાં કર્ત્તાની આકાંક્ષા વેપારી મંડળ તેમજ સઘળી પ્રજાને ઉપયોગી થઇ પડતી ઘણી ખરી બીનાઓને દાખલ કરી તથા જાહેર ખબરોનો મોટો જથો પ્રગટ કરી વેપારી તેમજ પ્રજા વર્ગને જાહેર ખબરનો લાભ મળે એવી તક આણવાનો છે. આ પુસ્તકનો લાભ ફક્ત હિંદુસ્તાનમાંનાજ મનુષ્યને નહીં, પણ દુનિયાના સઘળા ભાગમાં એનો ફેલાવો કરી દરેકને લાભ આપવાનો છે. આ લાભ જાળવવા વાસ્તે દુનીયાના દરેક ભાગમાં એજંટો નીમી વખતસર ફેલાવાની યોજના કરવાનો વિચાર છે આ યોજનાથી દરેક જાહેર ખબર આપનારાઓનો લાભ જળવાઇ રહેશે.

ઉપર બતાવેલા લાભ ઉપરાંત વેપારી વર્ગને દરેક પ્રદેશના કારખાનાવાળાઓ, વેપારીઓ, એજંટો વીગેરેની ઓળખાણ અને વેપારની નવા જુની અથવા નવી શોધની ખબર તેમજ તેમાંથી મળતું વેપારને ઉત્તેજન અને તેનો લાભ મેળવવાને શક્તિવાન થાય છે. આવી રીતે વેપારી

વર્ગનો લાભ જાળવવો અને પ્રજા વર્ગનો લાભ જાળવવો એ કર્ત્તાનું સાહસ છે અને તેને સંપૂર્ણતા આપવામાં તન, મનની મદદ આપવી એ પ્રજાવર્ગ અને વેપારી વર્ગની આવશ્યક જરૂરીયાત છે.

---

## પુસ્તકનો પ્રારંભ.

આ પુસ્તકમાં પ્રજાવર્ગને તેમજ વેપારી વર્ગને જાહેર ખબરથી થતા લાભ તે વાંચવાની અને તેનો ઉ-પયોગ કરવાની આવશ્યકતા, જાહેર ખબર આપવાનો લાભ તેથી થતા ફાયદા અને તે ફાયદાઓનો ઉપયોગ તથા માસીક પંચાંગ, ઉપયોગી બીનાઓની સુચના, વે-પારનું સંશોધન અને ચીકિત્સા, વેપાર કરવાથી ફાયદો અને તેથી વધતું સાહસ અને સાહસનું પરીણામ સુખ વેપાર કેમ વધે છે, બહાર આમ વેપાર વધારવા તેમજ બહાર ગામનો વેપારીઓનો વેપાર વધવા બંને પક્ષો કેવી રીતે ફતેહમંદ નીવડે છે. આ બીનાઓ સાથે જાહેર ખબરનો મોટો જથો પુસ્તકમાં દાખલ થશે. ટુંકામાં દરેક વર્ગને ઉપયોગી આ પુસ્તક થશે.

---

# જાહેરખબર આપવાથી થતા ફાયદા.

જાહેરખબર આપવાની ખરી મતલબ પ્રજાવર્ગને પોતાની દુકાન, ધંધો, કારખાનું, કારીગોરી અને વેપાર વિગેરેથી જાણીતા કરવાની છે. ઘણુાખરા દુકાનદારોની ધારણા એવી હોય છે કે અભણ કરતાં વાંચકવૃંદ લગભગ પોણા ભાગના ઓછા હોય છે અને તે કારણથી જાહેરખબર પ્રગટ કરી પ્રજાવર્ગનો પા ભાગ તેનો લાભ ન લઇ શકે અને તેથી તેઓના પૈસાનો ગેર ઉપયોગ થાય તેમ કરતાં અટકવું તેઓ દુરસ્ત ગણે છે. વધારામાં તેઓની સમજ એવી પણ હોય છે કે વાંચક વર્ગ પણ જેટલો હોય છે તેને પુરતો લાભ મળતો નથી પણ થોડો ભાગ જે કોઇ જાહેર ખબરો વાંચે છે તેમાંથી પણ ઘણો ઓછો ભાગ ઉપયોગ કરે છે અને આ ધારણાથી તેમની જીજ્ઞાસાને પુષ્ટી મળવા પેહેલીજ તે વિનાશ થાય છે એટલુંજ નહીં. પણ જુજ બીના આ સંશયતામાં ખરોભાગ આપે છે. આ સંશગને દુર કરવા વાસ્તે જાહેરખબર આપનાર વર્ગે ઘણીજ બારીક નજરથી વિચાર કરવો જોઇએ કે અભણ પોતાની મુર્ખતાને સમજી ઘણી વખત ભણેલાને કોઇપણ જાહેરખબર, હેન્ડબીલ અથવા છાપું પોતાના હાથમાં આવે છે તેની મતલબ અથવા તેમાં શું લખે છે એ જાણવા તેને વાંચવાની અરજ કરે છે. જ્યારે વાંચક

ભાષાનો જાણીતો હોવાથી અભણ નથી એમ બતાવવા અથવા તો વંચાવનારની વૃતીને સંતોષ આપવાની ધારણાથી તેને વાંચી સંભળાવે છે. આ અભણની અજ્ઞાનતાનો લાભ અજાણ્યા વાંચકને મળવાથી જાહેરખબર આપનારને બમણો ફાયદો મળે છે કારણ બે જણ જે વસ્તુને જાણે છે તેમાં લગભગ એક આદમી પણ તે વસ્તુનો લાભ લે તે સંભવીત છે.

જાહેરખબર આપવાથી પોતાની દુકાનમાં શું વેચાય છે તેનાથી પ્રજાવર્ગને વાકેફ કરી શકે છે અને જેમ જેમ પ્રજાવર્ગ પોતાની દુકાનથી વાકેફ થાય છે તેમ તેમ વેચાણ વધે છે આ પ્રથમ લાભ છે. બીજો લાભ પોતાના દુકાનવાળા મુલક સીવાય બીજે જ્યારે આ જાહેર ખબર વાંચેતો ઘણી વખત એ લાભની પણ તક મળે છે. બહારગામ દરેક પુસ્તકો છાપાઓ વીગેરે, જાય એ સંભવીત છે. તે બીજો લાભ છે ત્રીજો લાભ ઘરાક અવારનવાર આવવાથી જુદી જુદી વસ્તુઓની માગણી કરે છે જેથી પોતાની દુકાનમાં કંઇ વસ્તુની ન્યુનતા છે એ જાણવામાં આવે છે તથા કઈ કઇ વસ્તુઓનો સંગ્રહ કરવો કે જેથી ગ્રાહક વધે અને દુકાનમાં નફો મળે. ચોથો નફો એ થાય છે કે કેટલીક વખત જે માલની ખરીદી વેપારીઓ પાસેથી કરવામાં આવે છે. તેમાં વે-

પારીઓની લુચ્ચાઇથી ભાવ વધારે લેવામાં આવે છે આથી પોતાને નફો વધારી માલ વેચતાં તે ઘણોજ મોંઘો થઇ પડે છે. આ ખબરની માહીતી વેપારીને જ્યારે કોઇ ગ્રાહક પોતાને ત્યાં આવી તેને અમુક વસ્તુ ઓછે ખરીદ્યાના સમાચાર સાંભળે છે ત્યારે પડે છે અને તે વખતથી ચોકસ રીતે ભાવ મુકરર ઠરાવવાને વેપારીને ચોકસ થવું પડે છે પૈસાનો ઉપયોગ કરવો તેને વાસ્તે અનેક રસ્તા છે પરંતુ વેપારમાં ઉપર પ્રમાણે ચોકસી કરવાથી કેટલો ફાયદો થાય છે તે લક્ષમાં લેતાં ફાયદાના માર્ગમાં પ્રવર્તન કરવું કે કેમ તે ઘણુંજ અગત્યનું છે. આ વિચાર કરવાનો મુખ્ય પાયો વેપારી તેમજ પ્રજાવર્ગ ઉપર છે. પ્રજાવર્ગ ને પણ જાહેરખબર વાંચવાથી અનેક વેપારીઓની માહીતી મળે છે અને કયો વેપારી સરખામણી અને ગુણના પ્રમાણમાં કયા કયા પ્રકારનો માલ વેચે છે તેની પુરતી કસોતી મળે છે અને વખતનો વ્યય થતો નથી. અને ઘણીજ સહેલાઇથી પોતાનું કાર્ય સીદ્ધ થાય છે.

---

# જાહેર ખબર આપવાથી થતો નફો ક્યારે સમજાય છે.

જાહેર ખબર આપનાર જ્યારે પોતાના પૈસાનો વ્યય કરી તે વ્યયનો ઉપયોગ ખરે અથવા ખોટે રસ્તે થયો તે તપાસવા તરફ પોતાનું લક્ષ ખેંચે છે ત્યારે તેને માલુમ પડે છે કે અમુક રસ્તે જાહેર ખબર આપવી તેમાં ફાયદાઓ છે અને અમુક રસ્તે જાહેર ખબરથી નુકસાન છે જાહેર ખબર આપવામાં કોઇપણ રસ્તો નુકસાનનો નથી પણ ફાયદાનોજ છે કેટલો ફાયદો ત્વરીત માલુમ પડે છે અને કેટલોક ફાયદો વખત ગયે માલુમ પડે છે. ગ્રાહુકોને જે વસ્તુની એકદમ જરૂર હોય છે તે ત્વરીત ફાયદો કરે છે અને તે વસ્તુ કોઇ પણ વખતે ખરીદ કરે તો અનુભવ મળી શકે પરંતુ સ્વાર્થ જેવો લાભ ન મળે આવી વસ્તુઓનો લાભ ઘણોજ આસ્તે આસ્તે મળે છે આ ઉપરથી જાહેર ખબરની કીંમત અથવા પૈસા ખરચનારની મરજી વિશેષ પેહેલ વેહેલા ખેંચાય છે પણ જ્યારે ફાયદો માલુમ પડે છે અને પૈસાની કીંમત તે વખતે બરાબર સમજવામાં આવે છે ત્યારે કહેવત છે કે 'બફા સો નફા' તે પ્રમાણે ખરી મેહેનતથી મેળવેલો પૈસો જે બફા કહેવાય છે તેનો વ્યય સુરસ્તે કરવાથી નફાનો વખત મળે છે. આ ઉપરથી સુજ્ઞજનો અને વેપારીઓ સમજશે

કે આ પુસ્તક જેટલું ઉપયોગી તેટલું કીંમતી થઇ પડશે. તેટલાજ માટે આવા પુસ્તકની અંદર જાહેર ખબર આપવી બહુજ જરૂરીઆતીનું કામ છે. માટે ગ્રાહકોને વિનંતિ કરવામાં આવે છે કે આ બુકની ખરીદી કરી કર્ત્તાને કૃતાર્થ કરશોજી.

લી૦ સેવક,
કે. જે. ઓઝા.

---

મહાશયો,

અમો ખબર આપીએ છીએ કે અમારી તરફથી "પોકેટ એડવરટાઇઝીંગ બુક" નામનું માસીક ચોપાનીયું બહાર પાડવામાં આવે છે અને તે મુંબઇ, હીંદુસ્તાન, અમેરીકા, આફ્રિકા, આસ્ટ્રેલીયા તથા એશીયા અને યુરોપખંડના દરેક ભાગમાં વેહેંચવામાં આવનાર છે. આ ચોપાનીયું વેપારી, અમલદારો, ગૃહસ્થો અને આફીસરો તેમજ રજવાડાઓમાં મોકલવામાં આવનાર છે. દરેક જાહેર ખબર આપનારાઓનું તેટલા વાસ્તે ધ્યાન ખેંચવામાં આવે છે કે નીચેના દરથી આ ચોપડીમાં જાહેર ખબર છાપવામાં આવશે અને તેથી જેની મરજી હોય તેણે નીચેને સરનામે અરજ કરવી.

## હિંદુસ્તાનમાં.

| | | | | |
|---|---|---|---|---|
| વાર્ષિક લવાજમ એક પાનાનું | | ...... | રૂ. | ૨૪-૦-૦ |
| છ માસીક | ,, | ,, ....... | રૂ. | ૧૫-૦-૦ |
| ત્રી માસીક | ,, | ,, ....... | રૂ. | ૮-૦-૦ |
| માસીક | ,, | ,, ....... | રૂ. | ૩-૦-૦ |

એક પાના કરતાં ઓછી જાહેર ખબર છાપવામાં આવશે નહીં. ગુજરાતી, અંગ્રેજી અને બાળબોધ ભાષામાં જાહેર ખબર છાપવામાં આવશે.

મેસર્સ ઓઝાની કું૦
કમીશન એજંટ એંડ જનરલ
મરચંટસ કાલબાદેવી રોડ-મુંબઇ.



## અરજીનો નમુનો.

મેસર્સ ઓઝાની કુંપની.

કાલબાદેવી રોડ—મુંબઇ.

મહાશયો.

અમે આપને વીનંતી કરીએ છીએ કે આ સાથે

મોકલી અમારી જાહેર ખબર તમારા "પોકેટ એડવરટા-ઇઝીંગ બુક" નામના માસીક ચોપનીયામાં પાના સુધી છાપવા મેહેરબાની કરશોજી.

આપનો વિશ્વાસુ,

નામ

હોદ્દો

ઠેકાણું

---

## ધર્મ અને લાભ.

એક રૂપીઆમાં દશ હજારનો ફાયદો.

## ધોરાજી પાંજરાપોળ લોટરી.

આ લોટરી થોડા માસમાં બહાર પડશે. રોકડા નાણાં આપી ખરીદનારને દશ રૂપીઆમાં અગીઆર ટીકીટ મળશે. ઇનામો–પેહેલું રૂ. ૧૦૦૦૦, બીજું રૂ. ૫૦૦૦, ત્રીજું રૂ. ૨૫૦૦, પાંચ ઈનામ રૂ. ૧૦૦૦, દશ ઈનામ રૂ. ૫૦૦, વીસ ઇનામ રૂ. ૨૫૦, પચાશ ઇનામ રૂ. ૧૦૦,

સો ઇનામ રૂ. ૫૦, બસો ઇનામ રૂ. ૨૫, એક હજાર ઇનામ રૂ. ૧૦, પાતરીસો ઇનામ રૂ. ૫.

ટીકીટો મળવાનું ઠેકાણું.

મેસર્સ ઓઝાની કુંપની.

કાલબાદેવી રોડ મુંબઇ.

---

## સસ્તો અને સેહેલો ઇલાજ.

આજ કાલ બહાર ગામથી અથવા શેહેરમાં માણસો નોકરીએ રાખવા શોધનારને માણસો મળવા બહુ મુશીબત પડે છે. માટે જેણે નોકરો ખાત્રીવાળા જોઇતા હોય તેણે નીચેને સરનામે અરજ કરવી. અરજ સાથે રજીસ્ટર કરામણી રૂ. ૨) મોકલી આપવા માણસ પસંદ નહીં પડવાથી બદલી આપવામાં આવશે.

મેસર્સ ઓઝાની કુંપની.

સરવંટ સપ્લાયર્સ કાલબાદેવી રોડ

મુંબઇ.

---

## વગર મેહેનતે ગ્રાહક મેળવવાની યુક્તિ.

મેસર્સ ઓઝાની કંપનીમાં ભાવ અને સેમ્પલ શે ફ્રુમમાં રાખનાર વેપારીને કમીશન લઇ દરેક જાતનો માલ વેચી આપવામાં આવે છે. આવી તક ઘણુજ ઓછા ભાગ્યે વેપારીને મળે છે માટે વીનંતી કરવામાં આવે છે કે ઉપર પ્રમાણે જેઓને માલ વેચવાની મરજી હોય તેઓએ સેમ્પલ તથા ભાવ મોકલવા.

મેસર્સ ઓઝાની કુંપની.
કાલબાદેવી રોડ–મુંબઇ.

---

## ધી બોમ્બે પ્રિન્ટર્સ એસોશીએશન
## ચેમ્બરના આશ્રય નીચે.

હર સોમવારે પ્રગટ થતું હાલમાં મરાઠી છાપું

## દીનમિત્ર.

આ પેપર હાલમાં મરાઠીમાં નીકળે છે પરંતુ આ પત્રના વ્યવસ્થાપકનો એવો વિચાર છે કે ધીમે ધીમે ગુજરાતી અને ઇંગ્રેજીમાં આ પેપર નીકળશે. હાલમાં

આ પેપરની ખપત ૧૦૦૦) એક હજાર કરતાં વધારે છે. બહાર ગામમાં જે જે ઠેકાણે છાપખાનાઓ છે ત્યાં આ પેપર જાય છે અને મુંબઈમાં મોટા મોટા છાપખાનાના માલીકોની આ પેપરમાં બહુજ સાહ્યતા છે.

લી સેવક

સદાશીવ વિશ્વનાથ

પ્રિન્ટર્સ એસોશીયેશનનો કારકુન

---

# નવા જમાનાની નવી ફતેહ.

## માસીક પોકેટ એડવરટાઇઝર.

આ પુસ્તકમાં દરેક પ્રકારની જાહેર ખબર છાપવામાં આવશે; અને જાહેર ખબર આપનારને ગુજરાતી, ઇંગ્રેજી અને મરાઠી ભાષામાં છાપી આપવા માં આવશે. જાહેર ખબર આપનારે ભાવ તથા નમુના માટે અડધા આનાની ટીકીટ મોકલી નીચેને સરનામે અરજ કરવી.

આ કંપની દરેક જ ગ્યાએ કમીશનથી જોઇતો માલ પુરો પાડે છે અને કોઇ-પણ જાતનો માલ કમીશનથી વેચી આપે છે. તે ઓરડ ર આપવાથી ખાત્રી થશે. આ કંપનીમાં જીંદગી, આગ, તથા દરીઆઈ વિમાનું કામ કરવામાં આવે છે; અને દરેક સ્થળે જોઈતા ચાકરો પુરતો પગાર આપવાથી મોકલી આપવામાં આવે છે.

---

# વિદ્યાવિલાસી સુહૃદય મંડળ લોટરી

આ લોટરી હરેક ગરીબ તેમજ તવંગરને ફાયદો કરતા છે કારણ તેની ટીકીટનો દર ફકત આના ચાર રાખવા સાથે સો ઇનામ વેંહેંચવામાં આવે છે એટલુંજ નહીં, પણ જે ફંડ એકઠું થાય છે તેમાંથી ગરીબ લોકોને તેમજ વિદ્યાર્થીઓને લાભ આપવામાં આવે છે કહેવત છે કે "કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય" આ પ્રમાણે ગરીબના કામને વાસ્તે ધરમ અને લાભ બંન્ને બને તેમ છે માટે હરેક ગરીબ અને તવંગર ગૃહસ્થે મદદ કરવી એ અમારી આકાંક્ષા છે.

ટીકીટો મળવાનું ઠેકાણું

મેસર્સ ઓઝાની કુંપની

સોલએજન્ટ

કાલબાદેવીરોડ મુંબઇ.



